# કવળકૃત નેમવીવાહ.

સરવે જૈનભાઇઓને વાસ્તે.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર

ત્રણ દરવાજા—અમદાવાદ.



## અમદાવાદ.

પીરમસા રોજા પાસે—શ્રી સત્યસાગર પ્રિન્ટીંગ પ્રેસમાં

પટેલ. પે.શાભાઇ ગકુભાઇએ છાપી.

આવૃતી ૨ જી, સને ૧૯૧૭

પ્રત ૨,૦૦૦ કિંમત ૦—૪—૦

# વળકતનેમવિવાહ.



॥ઢાળ ૧ ॥ વળતી લાડણીને શણગારીરે, રાગ

સતીરે સરસ્વતીને શીર નામુરે, ગુરૂ ગઉતમ જુવો મુજસામુરે મારે મન આવોછે નેમ વિચારે. તેથી દીલમાં ઠરોમતી દીસરે.૧ કેવીરીતે તોરણ ગયા નેમરે; કેવા પ્યારી તે પ્રેમનો પ્રેમરે તેમો સક્ષેપે કહું વિસ્તારરે, તમે સાંભળજો નરનારરે, ૨ દ્વારામતીછે નગરી વિશાળરે, રાજકરે ત્યાં ક્રસ્ન ભુપાળરે; તેના કાકા તે કુળમાં જાણરે, ૩ ને સરોવર સુવાદે નારીરે એની કુખેતે જાયા મોરારીરે; નામનિર્મળ તેમનગીનરે રૂપઅનુપ રંગમાં ભીનરે. ૪ કાબાકાળી તેજસ્વી ચળકેરે મુખનેમનુ મદમદ મલકેરે; ચાલચાલેતે હસનાસરખી રે નરનારી જુવે નીત નીરખિરે, અધ્ય સજે અચળ નીત અંગેરે, દીન ગુમાવે અતિ ઉમંગેરે; મમે જમે ને કરે વૃત દાનરે, એમ મોટેરા થાય ભગવાનરે. ૫ માત પીતા દેખી થાય રાજીરે; દુરીજન દાંતી રહેતાંઝીરે: એમ કરતા તે એકજ ધનરે, ભેળા થયા જાદવ કેરા તનરે. ૭ ત્યારે બોલ્યા ત્યાં નેમજી વાણરે, સુણો વીર ચતુરસુજાણરે; આપણે જોવા છે મહેલને બાગરે, કેવળ આજનો શુભછે લાગરે. ૮॥ ઢાળ ૨ ॥ આવોને મંદીર મહાયરે હો લાલ: એ દેશી, સરખા તે સરખી સરખા તેસરખી સોબીઆ હો લાલ, જાદવ કેરા બાળરે રંગીલા લાલ, તેમાં તે નેમજી મેકિરડાં હો લાલ, ઉઠયા તેસંકુ તતકાળરે રંગીલાલાલા,

સરખાતે સરખી સોખીઆ રંગીલાલ આણી ૧ પ્રથમ તે પાદર પરાં જોઇ વળ્યાહો લાલ વગતી વાડીઓ બાગરે રંગીલાલાલ, ફુલ ને ઝાડ જોયાં ફરીફરી હોલાલ, આણી તમામનો તાગરે રંગીલા લાલ. સરર ત્યાંથી તે પુરમાં પરવર્યા હોલાલ ફરીયા તેહારો દારરે રંગીલા લાલ, સર. ૩ જોયાં સેરી પોળ શેખચી હોલાર, જોયાચકલા બજાર રે રંગીલા લાલ, જોયાં તે ઘર પુર માળીયાં હો લાલ, જેમે અતીઉચા અવાસરે રંગીલાલાલ, ફરતાતેફરતા આવીયા હોલાલ, આયુધસાળાની પાસરે રંગીલા લાલ સર ૪ આયુધ રસાળ અતી ઓપતી હોલાલ રૂત્ર અનુપમ ધામરે રંગીલા લલ તાંહિ તે નેમજી બોલીયા હોલાલ, આછે કોનો મુકામરે રંગીલા લાલ સર, ૫ અનુંચર આવી ઉભા રહ્યા હોલાલ, જોડાને જુગતેહાથરે રંગીલા લાલ આદાન આપીને ઓપથુ હોલાલ, એસુર્યા નેમી નાથનેરે રંગીલા લાલ સર. ૬ શંખને ચક્ર ગદા પડયા હોલાલ, તાંહિતે નજરે ગઇરે રંગીલા લાલ ત્યારે તે નેમે પુછીયું હોલાલ, આતે શું છે ભાઇરે રંગીલા લાલ સર ૭ ત્યારે સરખા તે સાથી બોલિયા હોલાલ કૃષ્ણ તમારા વીરરે રંગીલા લાલ. તે સમો કો બળવી નહિ હોલાલ, જેરમાં મહા જુજારરે રગીલા લાલ, ધાસે ના હામ કો બીજે વળી હોલાલ આયુધા આ હથીયારરે રંગીલા લાલ સર. ૮ જુધ્ધાતે સરચા જોઇ રહે હોલાલ, કોઇ નાદે એનું નામરે રંગીલા લાલ અવરથકી નવ ઉપડે હોલાલ. કૃષ્ણતણું એ કામરે રંગીલાલ સર, ૧૦ નેમજી કે અમાં શું વડુ હોલાલ, એનો ના કરીએ વાદરે રંગીલા લાલ, ઝડપ ઉઠીને આલીયો હોલાલ, લેઇ કર્યો સખ નાદરે રંગીલા લાલ, સર. ૧૧ ચક્ર ઉપાડયું એક ચટીએ હોલાલ ગદા ઉપાડી જેમ ધારારે રંગીલા

લાલ, રમતાં બે રંગ ઊમંગમાં હોલાલ, કૌતક કીધો ત્રાસ રે રંગીલા લાલ, સર. ૧૨

॥ ઢાળ ૩ ॥ વીર કહે ગઉતમસુણો, એદેશી ધમકાર થયો ધરણીવીષે થતાં શંખના નાથરે; રમતાં તેરંગ ઉમંગમાં કર્યાં સમરથ આદરે, ધમકા. ૧ ટેક સાગવનીર છોળેચડ્યા ચડ્યાં જુધાને જારરે, નરનારી લાગ્યા નાસવા થયો સેરબકોરરે ધર ચક ઉપાડે એની ચડી ત્યાં ચકડોળરે, ધનરે ભાગ્યોબળો ગાજ્યા થયો દેશ કળાહોળરે, ધ, ૬ હયહાથી લાગ્યા ભાગવા ભાગ્યાં પાહાડરે; ધમારતો પડે ઉખડી, થરથર ધ્રુજે છે ઝાડરે ધ. ૪ હેઠા તે કર પુરમાં થયો, અતિ ઉતપાતરે; કશ્ન કહે બળદેવને કોણ બજીયો છે બાતરે. ૪ શંખનો નાદજ કોઈથકિ મુજબિણ ન થાયરે, જબારો તે મધે જગતમાં અવર કોણ કેવાયરે. ધ. ૬ બળદેવ કે કશ્ન બાંધવા ખબર કાઢો આવારરે. નગરના લોક નાસી જશે ઉજડ આ ઠારરે. ૭ કશ્નને આવિને પુછીયું, ત્યારે નેમરે; બાળુડા વેશે બાંધવા આયુદ્ધ ઉપાડ્યાં કેમરે. ધ. ૮ નવકુળ નાગ ડોલાવીયા, પલક એક પાતાળરે, બળ કયાંથી આવડુ બાંધવા હજુછો તમે બાળરે, ચ. ૯ નેમ કહે છે કશ્નને સાંભળો વડા વીરરે; આતો બળ સાગરમાં થકિ જેમ ગાધરે, ૧૦ કશ્નએ મત વિચારીયું, નેમ લેશે રાજરે અતળી બળ દીઠુ આસમે, તેથી કરૂં એક કાજરે.. ૧૧ પરણાવું પ્રેમદા પાતળી, ત્યારે નેમ વશ થાયરે; કેસળ કે છે કશ્ન એ, કર્યો એ ઉપાયરે. ૧૨ ॥ ઢાળ ૪ ॥ રતનશીગુણ મીઠડ રે એ દેશી. કાજે તેડાવી ગોપીયોરે, કહે કુળની મેલા લાજ; રૂક્ષમણી રાણી રાધિકારે, તમે જેમ રામ કરી આજ, નારી મનાવો નેમનેરે ટેક, ૧ ચપળતા આજ ચલાવોરે,

કરી સ્ત્રીચરીતર ઠાઠ; ભોળવો મારા ભાઇનેરે તમે પયરાણીઓ આઠ. ના. ૨ પુરૂષથી પતલરે, આતો તમારૂં છે કામ; બાવરૂ બોલીને ભુળાવે, એને કક્ષ કહે છે વામ. ના. ૩ ગમે ત્યાં એરે ફેરવીરે, વળી ફેરવી સરોવર પાળ; વાંઢા કહિને વાતમાં રે, તમે દેજો દીશરને આળ ના ૪ રમતમાં રાજી રાખીને, કરો નેમને રૂડો બોધ; બોલાવા મીઠડારે તેથી ચડે નહિ ક્રોધ. ના ૫ ગાળી નાંખો ઘટઘટમાર, જેમ અગ્નિ આગળ ધૃત. નેમને મુકાવો નેમનુરે, વળી પળા કેરૂં વ્રત. ના. ૬ મેણા દઇને માનનીરે, તમે ચઢાવો અંહકાર પરણાવો જ્યારે પ્રેમદારે, ત્યારે ઓછુ થાશે જોર. ૭ સત ભામા કહે સ્વામીજીરે તમે ના ધરશો શોગ; કેવળ કહે છે કાલનોરે, રાધીકાજીએ રાખ્યો જોગ. ના. ૮ ॥ ઢાળ ૫ ॥

રાગ-ઉપર પ્રમાણે. ભામનીઓ ભેળી થઇ રે, ગઇ નેમજી કેરી પાસ; રૂડેથી બોલ્યાં રાધીકારે, અતિ આણી મન ઉલ્લાસ, ભામનીઓ ભેળી થઇરે- ટેક. ૧ નાવા ચાલો નેમજીરે, વળી આજ અમારી સાથ; એકલડાં અમે નહિ જઇએરે, તમ વિના તે નેમીનાથ. ભા. ૨- સાથે સરોવર સંચર્યારે, નેમજી નાવા માટ; ભાભીએ વીધા ભોળવીને, તેનો તમે ન જાણો ઠાઠ ભા ૩ નાતા નાતાં કેકનારીયોરે, નેમ ઉપર નાખે નીર; કેક આવીને કામનીરે, ચાળા કરીને નાખે ચીર ભા, કેન તાણે નંન ચુંટલારે, તેમાં ઘણાં તાણે ગાલ; હલકે રહીને હુંશમાંરે, જેમ ચણાય નહીં ખ્યાલ, ભા. ૫ લ્હેંકા કરે કેક તે નારી તેમનેરે ઝાલી ઉનારેછે મેલ, ભા. ૬ એક તે કાદવ નાંખતીરે, રૂડા મુખડે કહીને રંગ; બીજી મારે પીચકારડીરે, નેમનગીન કરે અંગ, ભા, ૭ વળતી બોલી એક વનીતારે, ચીત ચડાવીને રીસ;

નેમ સંગાબે બોલીનેરે. તમે શિદ દુખાવોછો શીશ. ભા. ૮ વાંઢા શું જાણે વાતમારે. શું જાણે સ્ત્રીનું સુખ; બોલીશું જાણે બાપડોરે, એનું ઉપડે નહી મુખ. ભા. ૯ જાબુવંતી જેઠ બોલીયારે, લાવે નારીઓ બે ચાલ; માનની મેણા ન મારીએરે. નેમ નહી નાદાર ભા. ૧૦ બોલે સાંખે નહી તાહરેરે, એ નહી નાનેરૂ બાળ કાલે લાવશે કામનીરે, તારે દેશે તુજને ગાળ, ભા. ૧૧ એક એક બોલી ગોપીઓરે, મેહ ચઢવા એમ; કેવળ કે કર્યું એટલુરે, તોય બોલ્યા નહી નેસ. ભા. ૧૨ દુહા. જળક્રિડા કરી નારીયો, નિકળી પુરની બહાર; સુંદરી ત્રઠ સોહાગણુ, બેઠી તેને ઠાર. ૧ તરૂતણો શુભ છાંયડે, આસન કીધું એક બેસારયા તેમને વાડો કરી વીવેક ૨ આડે બેઠી પ્રેમદા, ફરતો ધાલ્યો ઘેર; આસન ઉપર ઓપતા વચ્ચે નેમ દિએર, ૩ અબળા ગોરી આચરી બીજી કરે મુખ; પરણ્યા હાય દિએર તો કેવું માણે સુખ, ૪ આવા તો વાંઢા ફરે તો બીજાનો શો વાંક; પરણશો લાવી પારેકા, પણે પિટયા રાક. ૫ ત્યારે બોલ્યા નેણજી, ભાભી ભાગતુ બોલ; વધતુ વેણ ન ભાખીએ, મનમા આણી તોલ. ૬ લખમણ કે લેહેરી, રીસ નવ કરીએ આપ; પરણ્યા હો જો પ્રેમદા, તો શાંના મન સંતાપ ૭ એણે કીધુ એટલું, લાગી મનમાં સેહેદ, કેવળ કે પદમાવતી પુછે રૂડી પેર. ૮ ।। ઢાળ ૬ પ્રેમે કે પદમાવ તીજી, સાંભળો નેમ સુજાણ હુંશે દો હુકારડોજી; બોલ્યુ કરો પ્રમાણુ, પ્રેમે કે પદમાવતીજી, સાંભળો નેમ સુજાણ. ટેક. ૧ અજવાળો કુળ આપણુંજી રાખો ઉધાડા દવાર. લાવો લ્યો સંસારનોજી પરણી પાનળીયા નાર. પ્રે. સાં. ૨ ઠરણેલાસઉ પુરમાંજી, દીયર કુંવારા કેવાય; વરવું દિશે વાલમાજી. રાવ તમે ઉમરાવ પ્રે. સાં. ૩ ક-

ષ્ણુ સરખા ભુપતિજી રરે ચક્રવે રાજ; તેના વિર વાઢા તમેજી, તેતો કુળને લ:જ. પ્રે, સાં. ૪ છોરૂ નહી નાના તણાજી. મોટા તણા તમે તન; ખામી નહીં યશી વાતનીજી, વિચારોને વદન પ્રે. સાં. ૫ પિ- તરાઇ પડદા નાખશેજી વઢતાં કોઇકવાર; માટે પરણો દીયરીયાજી છેલછબીલડી નાર પ્રે. સાં કુંવારા પુરૂષ તણોજી, પુરેનહી પતીયાર; કામની કો આવે નહીજી ધાસે બાર લગાર. પ્રે. સાં. ૭ અબળા વિના આદમીજી, અનિ દુખીઓ થાય; કે વળ કર્યા કરે વાતડીજી, મનમાં રહયા તે મુઝાય. પ્રે.

॥ દોહરો ॥ પદમાવતી પુછી રહી, મુકી મન અંકોર; કેવળ કે હવે સાંભળો જાંબુવતીનુ જોર. ૧ ॥ઢાળ ૭ ॥ તમ સરખો જ- ગમાં કો નહીરે એ દેશી પ્યારી વિના દુખ પામશોર એકલડાં અ; ગાત, હો દીયર જાંબુવતી કે જાણશોરે આગળ નેમજી વાત, હો દીયર, પ્યારી વિના દુખ પામશો રે આંકણી. ૧ રાંધી રસોઇ કોણ આપશેરે ટંકે તમને નીત હો દીયર. પીરસે કોણ મુકી પાટલોરે પુરી ધરી પ્રીત, હો દીયર. વેહેલા મોડ કદી આવશોરે જઇને તમે બહાર, હો દીયર, આવતાવેંત કોણ આપશેરે ઉંનો કરવા આહાર, હો દીયર. પ્યારી. તે ૩ વેળા કવેળા અન્ન પામશોરે વાળુ વહેલુ ન થાય, હો દીયર. પારકા હાથે પ્રેમથીરે ધાર્યું ધરાઈ ન ખવાય, હો દીયર. પ્યારી. ૪ ખારૂ મોળુ ને અતિ ખાટકુરે તીખું કાચ કો દિશ; હો દીયર. કોને કેશો વિના ટામનીરે ચીત ચડાવીને રીસ, હો દીયર. પ્યારી. ૫ ભોજ ન મળે ન ભાવતુરે કો દીન અમરીત પા- ક, હોદીયર તેમા નહીં તકે જોઈતુરે સ્વાદે સુંદીર શાક, દીયર પ્યા- રી કો દીન ખાવા ખાખરારે કો દીન લાહો કુર, હો દીયર,

નારી વિના નર ,નેમજીરે તેવું જમવા જરૂર, હો દીયર. પ્યારી ૭ કાટ કાઢીને વળી વાસણોરે કોણ રાશશે રૂડે રંગ હોરીયર હશ કરી. ને ઘણા હેતથીરે પાથરે કોણ પલંગ, હે દીયર પ્યારી. ૮ શરીર સુખને કારણેરે લાવો ભલેરી ભાંગ, હો દીયર હવે કહે રાણી રૂખ મણીરે સુણો કેવળા શમ, હે દીયર પ્યારી, ૯ ॥ ઢાળ ॥ હરી ભજનવિના દુખ દરીયા સંસારનો પારના આવે એ રાગ. હો દીયરીઆ માનોને મતડે તે કહ્યું માહરૂરે, રાણી રૂખમણી કહે ચોત ખોલીને ચતુર નર મમ રૂ આંકણી, નેમનીઆનો છે લટકારો હો દીયરીયા. ધોખણા પરખાને લાડી તેથી સુખાલા થાશે દાહાડી કેમ થઇ એઠા હો અન્નયાર્ડરે. હો દી૦ પરણ્યા વિના તો નહિ ચાલે, શુભ મંદિરિયામાં કોણ મહાલે; નેમ દેખી ત મને કોણ ન્યાળેરે. હો૦ ૩ પ્રીતજ નહિ પ્યરી વિના કોણ આગળ જઇ કહેશો બીના તમે બળસો અંતરમાં કીનારે હો૦ ૪ કોણ હુશે તમથી રીસસે, કોણ વાટ જોઇ વળની ખાશે; કોણ દેખીને રાજી થાશેરે નુા૦ ૫ કોણ જાશે સગાં ઘેર ગાવા, કોને મોકલસો રબા ખાવા; તમે છો વાામમાં વીર ચાવારે, હો૦ ૬ નેમ ધારી બેઠા ધર્ ને તમે વાંઢાતે લઇ. અમને ઝાઝું શુ કહીએ તમનેરે હો૦ ૭ તેથી પરણોને તમે પ્યરી. કહે કેળ મનડે વિધારી; વળી બોલવા બેઠી ગંધારીરે, હો ૮ ॥ ઢાળ ૯ ॥ દેશી છંડી ઢાળની દાવો નહિ દીયરીનાજી. અમ ઉપદતો લગીર; હરેહુતો નહી દઉજી દાતણલોટો નીર. દાવો નહી દીયરીયાજી અમ ઉપરતો લગીર. આંકણી, ૧ અમો તમારો આંજથીજી; અમો નનંડીયે રેસ; ફાવે ત્યાં ફરતાફરોજી, પડયોછે આમો દેશ, દા૦ અ૦ ૨ ગમે તો લાવો ગોરડીજી, ગમે તો ગોરાંઇ થાઓ

ગમે રહો આ ગામમાંજી, નહી તો ગમે ત્યાં જાઓ, હા૦ અ૦ ૩ વાંઢા સંગે વાતડીજી નહી તર્યા નો ધર્મ અમાનો-અબળાને વળીજી. એ છે મોટા મર્મ, હા૦ અ૦ ૪ વાંઢાના વિશ્વાસમાંજી, જાય ભલેરો ભાર; માટે પરથી આવજાજી, નેમ અમારે દ્વાર. હા૦ અ૦ ૫ એમ સૌ કે નારીયોજી, કરનારા વડેરી વાત; પણો થાય પોતા તણીજી, નિશ્ચે નેમીનાથ હા૦ અ૦ ૬ ઝાઝુ કહુ તો જાણવાજી પારન પામુ આજ; હેલી શિખામણ માહરીજી, માનોને મહારાજ, હા૦ અ૦ ૭ એ ચારતો રહી લાવવીજી, પણ લાવો નારી એક; એણું નહી થાય છુટાકોજી નેક, હા૦ અ૦ ૮ હા કહો હયુ મુકીનેજી, પરણ્યામાં છે લાવ; કહુ છુ તે માનો ખરૂજી, હાથનો આજનો દાવ, હા૦ અ૦ ૯ હુતો કહુ તમ કારણોજી; વળી વારંવાર; પરણો તો ઘણ પાધરૂજી છેરા આ ઉચર, હા૦ અ૦ ૧૦

દોહરા, ગંધારી કહી અટલું, થાકી તેણે ઠામ: કેવળ કેછે માહરા, તોવ ન બોલ્યા સાંમ, ૨ સતભામા તો સજ થઈ બોલો કડવચન; તેતો સરવે સાંભળો, કેવળ ધરીને મત. ૩ ॥ ઢાળ ૧૦ ॥ પરનારી ની પ્રીત ભાવોભવ છંડીએ લલનાં એ દેશી, સીદને એવડુ બોલાં સૈએર રેને છાંતડો લલતાં, પરણ્યા નર્ણાતો વત તથી કાંઇ નાંતડો લલના ભળીયા હશે બળવંત અંત આવીયોં લાલના, ભાભીએ હરો બોલ એક નવી ભાવીઓ લલનાં, ૨ કાયર પુરૂષ નેમ પરણે શુ તે પદમણી રલનાં, સરથ કેરૂછે કામ જેને હુશ હૈએ ઘણી લલનાં. ૨ નારી તણા નહી ખેલનારી હસ્તી તુલ્યછે લલના, જેને તે હોશે તે હમ તેને મન શુલ્યછે લલનાં, ૪ નારી માગે વળી વસ્ત્ર ઉત્તમ અંચલ ઓપતાં લલનાં, આપે નહી જે નાવ રામા રહે કોપ-

તાં લક્ષના, ૫ નારી માગે ઘણાં ઘાટ હાટક કેરારે વડા લક્ષનાં, મ-
હી અમુલક નંગ હીરા અતીરે જડયાં લક્ષનાં ૬ નારી માગે નીત
નીત નવીત જાતનાં લક્ષનાં, તે કેમ નેમથી થાય પુ ાં ભાત ભાતનાં
લક્ષ ાં. ૭ કરે શુ નેમ સીપાત પોષણ પુરૂ નારનુ લાલનાં, હામ
વાળાનુ છે કામ વળી નર ઉદારનુ લક્ષનાં નેમજી નિસ્ચે નાદાર ખ-
રચ તેતા શું કરે લક્ષનાં કેવળ દાસના સ્યાંમ છાને વાંનાજ ફરે લ.
લનાં. ૯

દેહરો વીધવીને વામા માગશે, તેથી કેમ અપાય; માટે
કેશે નેમજી પરણ્યા કેરી ન.ય, ।। ઢાળ ૧૧ ।। સમુદ્રવીજય
કુળ ચંદલોરે. સાંમળીયાજી એ રાગ રમણીક બોલ્યા રા- ધીકારે,
રંગ રાખોજી; જાણ્યું મેં તો જરૂર મુખડે ભાખોજી, નારી લાવો નર
નેમજીરે. રંગ રાખોજી. સમનેજી હુબ ઉર મુખડે ભાખોજી. ૧ ચીં-
ત્યા મુકી દઈ ચીનરે, રંગ રાખોજી; પરણો રૂડી પેર, મુખડે ભાખોજી,
પુરૂ કરીશુ બેઉનુંરે રંગ રાખોજી અમે અમારે ઘેર, મુખડે ભાખોજી.
૨ બત્રી સહસ્ત્રને કાહ્નેરે, રંગ રાખોજી; કાનજી કેરી નાર મુખડે
ભાખોજી તેમાં તે એક તમારીનોરે, રંગ રાખોજી; ગણો નહીં કાંઇ
ભાર મુખડે ભાખોજી.૩ ખાવો પાચોને કરો ખુબીઆંરે. રંગરાખોજી
ખરચો જોતા દામ; મુખડે ભાખોજી, પાળીને રૂડો પ્રેમદારે, રંગ
રાખોજી; રહો આરે ધામ, મુખડે ભાખોજી, ૪ ।। ઢાળ ૧૨ ।। રા-
ગ ઉપર મુજબ. ત્યારે તે બોલ્યા નેમજીરે નહી માનુજી ભાભી સુણો
વાત નથી કાંઇ છાનુજી; નારી લાવ્યા નર તેહનેરે નથી માનુજી, સુ
ખ નહી એક સાત નથી કાંઇ છાનુંજી, ૧ રામજી. દુખ પામ્યા ઘ-
ણુંરે નહી માનુજી નારી કેરે કાજ કાંઇ છાનુંજી; રાવણ રોળયો ના-

રીએરે નહી માનુજી, ગઢ લંકાનો માહારાજ નથી કાંઈ છાંનુજી, ૨ દંપતી કેરે કાગલેરે નહિ માનુજી. કૌરવ ફોજ કટાઇ નથી કાંઇ. છાનુજી; પાંડવ દુખ પામ્યા વળીરે નહિ થાનુજી, તે પણ તેની લઢાઇ નથી કાંકાંઇ છાનુજી, ૩ એ બી। બીજા દાખલારે નહિ માનુજી, છે શાસ્ત્રોની મધ્ય નથી કાંઇ છાનુજી; વારે વધે વિસ્તારતાંરે નહિ માનુજી, ભાભી ભાળો સદા નથી કાંઇ છાંનુજી, ૪ શુખ નહિ તારી વિશેરે નહિ માનુજી, તારી દુચ ઇધાંચુ નથી કાંઇ છાંનુજી; નીચમાં નીચ નારી કહોરે નહિ માનુજી. નિશ્ચે નરકની ખાણુ નથી કાંઇ છાંનુજી. ૫ દુહા. રાધાજી કે નેમને, બોલ્ય; નરસી સુખની રેલડી, કોણ નારીની તોલ, ૧ નારી ખાણુ નગોનની, ભા મનિક નહિ ભુલ્યા; તમ સરખા તે નીગજે, તેથી રત્ન અમુલ્યર તે સુણતાં શરમાઇને, હશીયા નેમ કુમાર; નિચિન જરે ન્યાળીને કર્યો નહિ ઉચાર. ૩ હસતાં દેખી હસીપડયો શામકેરો સાથ માન્યું માન્યું મુખકહી, તાળીલિધી હાથ ૪ વધાઇ મોકલી વેગશુ, હુંસધરીને મન; વળતી નેમરે નારીઓ, આવ્યાં અભોવન, ૫ ॥ ઢાળ ૧૩ ॥ રતનશ્રી ગુણ મીઠારે, એ દેશી વધાઇ ચાલતી વેગશુરે દારમતીની તે માય; નેમે તેવીવાહ માનીયોરે તેવું જાણ્યું સર્વે ત્યાંય વધાઇ ચાલી વેગ- આંકણી કસ્નએ કાજ સાંભળીરે નેવમી વાહની શુર, વાત; સોના ટકા સહસ્ત્ર આપીઓરે, રૂદે થઇ રળી યાત. ૨ રંગ ઉમંગ અંગમાંરે વાગ્યો સુવાદે માય રાજીથયા સુણી વાતડીરે, નેમ તણા પીતાય વ. ૩ કૃસ્ન કહે અતી કોડથારે, બીયાવીરે બળદેવ; નારી લાવવા નેમનેરે, આપણે જો તતખેવ. ૪ કન્યા તો જોઇએ ફુટડાંરે, નીંપુણુ શેણુનિધાન; ઉચા કુળની લાવતીરે, રૂપે રંભા સમાન વ.

બળદેવ બંધવ બોલીયારે. સુણો વીર વીવેક નગરમાં નીરખી આપ-
લેરે, કન્યા કુંવરી, એક, વ. ૬ ઉગરસેન ઘેર બેટકીરે૩૫ અનુપમ-
સાર જુગતે જોડુછે નેમનુંરે, નામે રાજુલ નાર વ. ૭ કાન કહે છે
કામનારે, સુની કરોછો વાત કોઇને મુખડે સાંભળીરે તમે ભાળો કો-
છો ભ્રાત. વ. ૮ દુહા, બળદેવ કેછે કૃષ્નને, મેંતો નજરે જોઇ અ-
વી બીજી ભામનિ ભુતળમાં નહિ કોઇ. ૧૮ રૂપે રતિનીતી ભંડાર;
ચતુરા ચંચળ ચીતમાં, લક્ષણ વીસને બાર. ૧૯ શાસ્ત્ર ભણેલી
સુંદરી નહિ ખાપણ કે ખોડ; ઉંચા કુળની એ વળી. નેમ નગીનની
જોડ, ૨૦ વચત સાંભળી વીરનાં, કૃષ્ણ કરવારાંમ કેરળ કે ત્યાંથી
ગયા ઉગરસેનને ધામ ૨૧ ॥ ઢાળ ૧૪ ॥ ઉલટે આવીરે સાંકણી,
એ દશી ધનરે ઘડીરે દીન આજને કહે ઉગરસેન રાય; કસ્ત આ-
વ્યારે મુજ આંગણે, ચાલી પોતાને પાય ધનરે ઘડી દીન આજને
આંકણી. ૧ સીંહાસન આપ્યુંરે બેસવા આપ્યાં ફોફળ પાન; વાયુ
ઢોળેરે વળી વેગથી દઇને આદરમાન. ધનરે. ૨ ઉગર તે સેન એમ
આ... કેસ એકલડા નાથ, રથ કે ઘોડુરે નથી પાલખી નથી અનુ-
ચર સાથ; ધનરે. ૩ પાવન કીધુરે તમે. માહરૂ આવી આંગણું આ-
જ; અમ સરખુરે કાંઇ કીજીએ, હોય કરવાનું કાજ ધનરે. ૪ કૃષ્ણ
કહુરે અમે આવીયા, કરવા વેવહારાળ અમારો તે નેમ નગીનો તવ
મારી રાજુલ બાળ, ધનરે. ૫ જુગતે જોડુ એ સાંભળી; આવ્યો ત
મારે ધાંમ; સગાઈ કરોને રાજે નેમની એકે અમારે કામ. ધનરે,
૬ ઉગર તે સેન એમ ઓ ચશાં ધન્ય માહરો આવતીર; તનયા
તે રાજુલ માહરી પાંમે નેમ ભરથાર ધનરે, ૭ શ્રીફળ આપ્યુંરે
શ્રી કૃષ્ણને, બોલી વિવાના બોલ; સગાઇ કરીરે રાજુલ નેમના;

ત્યારે વાગ્યા ત્યાં ઢોલ ધનરે. ૮ કૃષ્ણજી કહેછેરે કોડથી સાંભળો! ઉગ-
રરાય લગ્ન લેવુ છે હુકકુ જેથી વહેલુ પરણા'. ધનરે ૯ સુણી ને
શીડા તેડાવીયા જાવા શુભ લગનઃ લખ્યાને આપ્યુ બ્રહ્મણે જેદીન
નહિ વિઘન ધન. ૧૦ ઉગર તે સેન કહે માહારે ખાડુખટે ના ઘેર
જાન જમશી લેઇ આવજો પરણવા રૂડેરી પેર, ધનરે ૧૧ કબુલ ક-
રીને કષ્ણ ઉઠીયા બેઠા મેનાનીમાંય રંગ વાજ્યા રે રંગમેહેલમાં કેવ.
ળ કેછે ત્યાંય, ધનરે. ૧૨ દુહો શ્રાવણ શુ કવ પંચમી માંહીજ મં-
ગળવાર લગન લેઈ તે દીનનુ આવ્યા કૃષ્ણ દુવાર. ૧૩

॥ ઢાળ ૧૫ ॥ ઓખા હરણની દેશી મેનો ઉતારી કરેોની દાય કૃ
ષ્ણ નમાં હરખ નમાય કહે કરી નેમ સગાઇ તેનીચ્યા. લી ત્યાંતો
વધાઇ ૧ ઉગ્રસેનને ઘેરજ બેટી નમે રાજુલ ગુણનાં પેટી તે કન્યા
ને વરશે નેમ મળયું જેહુજ જોઇતુજ જાર ૨ સુગી ખુશી થયો
સૌ સાથ; નેમવિવાહ કેરી વાંત રાય સમુદ્રવિજય ઘર આગે ૩ ગા-
યમાનની મંગળ ગીત, આણી મનડે અતી પ્રીત; લગન દીન રહ્યાંછે
નજીક, ઠામ જમાવા માંડયો ઠીક ૪ કંકોતરીઓ લખાવી અપર
માંહી કેસર છાંટી સાર; તેતો મોકલી દેશોરે દેશ, કૈકવહેલા; તેડાવ્યા
નરેસ ૫ નિત ગાવાનો કર્યો ઠરાવ. જેરી તમને પોકે લાવ; વેંચે
ખારેક ખોબા ભરી, તેમાં ફોફળ બેંચે હરી, ૬ પુરૂષોને ઉપર પન
ભાટ બ્રહ્મણને દેદાન; બીજી સામગ્રી થાય અપાર, વેગે વીવા તણી
નિરધાર. ૭ આતો અહિ સરેવ કહેવાય ઉગરસેન ઘરે શું વાવ; ત-
મે સાંભળો હવે તેહ, કહે કેવળ ધરી નેહ.

ઢાળ ૧૬ રતનશી ગુણ મીઠડાંરે, એ દેશી ઉગરસેનને આંગણેરે,
માંડી કામા ગણેશ; સામગરી સજે સુખકારે, વીવા તણી વીશેષ

ઉગરસેનને આંગણેરે, આંકણી. ૧ વાજાં વાગે રૂડા રાગનારે, દીન-માં ચારે વાર; નોબત ગડગડે નેકનીરે, પોળતણી તે બહાર. ઉગર. ૨ વડીઓ મુકે વામા વેમથીરે, મુખડે મંગળ ગાઇ; વીધ વણે પા-પડોરે ચુત ચતુરા દઇ ઉગર, ૩ સેલો વણેસુત તાંતણારે, આણી અતી ઉમંગ લીલી પીળી ધોળી રાતડીરે; તે રીતે મડી રંગ ઉગ-ર ૪ સીધાં તે સરવે સજ કર્યાંરે, સુધારી અનાજ; કદોઇ તેડયા કોડથીરે, જાદવ જાનની કાજ. ઉગર ૫ ગાવા આવે ગોરી તેહનેરે, બેસવા મસરૂ મોદ; ખારેકો આપી ખોબલેરે, ભરાવે ભારે ગોદ ઉ-ગર. ૬ રાજુલ કેરી માવડીરે, ગાનારીઓને નીત; માન આપે મો-ટે મનથીરે, પુરી ધરીને પ્રીત. ઉગર. ૭ માડવાનો વળી માંડીઓરે, કરવા અતી આરંભ કારીગરી કરે કારીગરોરે કોચે કમાનો સ્થંભ ઉગર. ૮ અકોર ચિતારા ચીતરેરે, છબીઓ નવરંગ સાર; કેવળ કુ-હે એમ માંડવોરે તતબીરે થાય તૈયાર. ઉગર ૯ દોહરા, માંડવડો ગીતરાય છે, શાસ્ત્ર સુરી પ્રકાશ; આગળ કહીશ હું એહનો, અથ ઇતિ પ્રતિ હા. ૨૩ વાજાં વાગે આંગણે, ગોરી ગીતજ ગાય; તે દે-રાજેમતી, મનડાંમાં મલકાય. ૨૪ રાજુલ હવે રાજી થઇ, કેવો કરે વિચાર; તેઓ સરવે સાંભળો, કેવળ કહુ આ ઠાર. ૨૫

ઢાળ ૧૭ દેશી છઠી ઢાળની, રાજુલ તો રૂડીઆ[illegible] કરે વડેરા વિચાર મન ગમતુ મલ્યુ [illegible]જી, સુજને નગરી મોઝાર; રાજુલ, તો રૂડીઆ ત્રિ[illegible]જી, કરે વડેરા વિચાર; આંકણી ૧ પુરવ પુન્યજ મે ઘણાજી કીધા દેશેજ અનંત, તેના ફળ ઉદે થઇજી મળી-આ મુને ભગવંત. રાકરે. ૨ કાને જેવો સાંભલ્યોજી તેવો પામી હું નાથ. ભવનવું સુખ બહુ ભોગવુંજી પરણી સાથ. રા. કરે. ૩ વર

પામી વરણાગીઓજી નીરમળ નેકી નેમ. જુગતે જોડું માહરૂંજી એ હીરોને હું હેમ. રા. કરે. ૪ જેઠ જાદુ કેશન મલ્યાજી સમુદ્ર વીજ્ય ક્ષુર, સુવાદે જાયા તણોજી આનંદ મારે ઉર રા. કરે, ૫ વસ્તારી વડાં તણાજી મુજતે મલ્યો પરીવાર રીધી અને સંધી વળીજી તેને અપરંમ પાર રા. કરે. ૬ રાજ કરે બહુ દેશનાંજી કૃશન રૂડી પેર, ધન અવતાર માહરોજી વીવા તેને ઘેર. રા. કરે. ૭ કસુર નહીં કો વાતનીજી મ;હરે મન લગીર, છચ્છાવર આવી મળ્યોજી, ગુણસાગર ગંભીર રા. કરે. ૮ પરણીને પીએરમાંજ આવું નહી દીન એક, સાસરે સુખ હું ભોનેવુંજી વાલમ રાખી વિશેક રા, કરે, ૯ માનીતી કરી થાપસેજી નેમ નગીનજી નન; માંગીશ તેતો આપશોજી તેનો તનમાં લાવ રા. કરે. ૧૦ માયા તો માલુતાતનીજી રહેજ્ને અખ્યાતી એમ, હવે તો હેડે ચોટીઆજી પાતળીઆનો પ્રેમ રા. કરે ૧૧ કેવળ કે એ કલ્પનાજી રાજુલે કરી અત્ર વળી મન મહેલમાંનેજ લખવા બેઠી પત્ર રા કરે, ૧૨ ॥ ઢાળ ૧૮॥ ગોકુળ વેહેલા પધારજોરે. એ રાગ. સવસ્તી શુભ સ્થાનતોરે. સેહેરદ્વારીકાં ધામ હોલાલ. તેમા વસો વડા તમેરે, નીરમળ નેમજી નામ હો લાલ. વાલમ વેહેલા પધારજોરે, આંકણી. ૧ કુવારે અંતે પુરથીરે કુવારી લખીતંગ હો લાલ. ઉગરસેન રાયની બેટડીરે રાજુલ અંગ ઉમંગ હો લાલ વાલમ. ૨ વંદ્રા વાંચજો માહરીરે; હેતે જોડી દહુ હાથ હો લાલ અત્રે ખુસીમાં છું ખરીરે સાતસેં સહીયરનો સાથ હો લાલ, વાલમ ૩ તમ કુસળનો કંથજીરે લખજો જરૂર જવાબ નુા લાલ, વીગતે વાંચી પટ માહરોરે, બીજો પાડતજો આપ હો લાલ, ૪ વાલા તમહું વીવા કર્યોરે, ત્યારે વાધ્યાં બહું સુખ હોલાલ. નામ જાણતાં

નાથજીરે મનમાં વરસ્યા પીયુ સુખ હોલાલ. વાલ્મ ૫ માને આપતો માહારારે, મુખડે જીઝુ મકવાય હોલાલ આમા ગામની ગોરીયોરે ગુણ તમારા ગાય હોલાલ. વાલમ. ૬ કિર્તી સાંભળી તમતણીરે, મારૂ ચળેજી ચીત હોલાલ. જેમજેમ જાય છે. દાહાડારે. તેમ તેમ વધે છે પ્રીત હો લાલ. વાલમ ૭ મનડું લાગ્યું છે માહરૂરે તમશુ નેમ નગી ન હો લાલ જંપ વળે નહી જામમાંરે, જાય રોહીણી દીનહો લાલ વાલમ, ૮ હેત તણા હૈયા વિશેરે થાય અતી ઉચાટ હો લાલ વૈભવ વડેરા માંડવારે, ઘણુ ઘટમાં છું ઘાટ હો લાલ. ૯ પરણી આ પીને પધારીયે, કરૂ કોડે વિલાસ. હોલાલ. ચેહેરી ઓઢીને ? ઉજીરે, ફરૂ તમારી પાસ હોલાલ. વાલમ ૧૦ લાડ કરીશ તમ કને, રેજાનુ માગીસ જરૂર. હોલાલ વાતો કરીશ રંગરંગરે, ત્યારે હરે મુજ ઉર હો લાલ વાલમ. ૧૨ સુખના સાગર શામજીરે પુરી કરો એ આશ હો લાલ જગત જાણી લઇ આવજોરે મેહેલે કરવા હસ હો લાલ વાલમ. ૧૨ દુહા. કાગળ લખીને આપીયો દાસી કરમો ઝાર; જઇને સુપજે સમ ને કેજે રાજુલ નાર. ૨૬ એકલી અરીયી ચાલજે કરીશ નહી સંભાર; ઝટપટ જઇને આપજે નેમજી કેરે હથ. ૨૭ વળતાં કાગળ લાવજે, જરૂરઆનો જાબ મુખડે કેજે એટલું, રાજુલ કરે સંતાપ ૨૮ દાશી ગઇ તે દોડતી, નેમજી કેરી પાસ; કાગળ મુકયો કરવિષે આણી મન ઉલાસ. ૨૯ વેગે વાંચો જોઇને, કર્યો મન વિચાર; નેમ કહે નહિ છુટશે, લખ્યા વિના નીરધાર. ૩૦ ॥ઢાળ ૧૯ ॥ પરનારીની પ્રીત, ભવોભવ છંડીએ લલનાં. સર વરતી શુભ સંસ્થાન, કુંવારૂ અંત્યે પુરતો લલનાં વસે ત્યાં રાજુલ નાર, આશા એને ઉરતો લલનાં ૧. લખે છે નેમન ગીન, પત્ર વાંચી

તર્હુ લલનાં; તેમાં તમે તો લખે રવ ી ।।। લલનાં. ૨
તેવું તે લખવું આજ, તમારેઘટે નહિ લલનાં; લખ્યું હશે જે લ-
લાટ, તે તો સઉ થશે સહી લલનાં, ૩ પાણીજ પેલા પાજાર. કદી
ન ઉતરીએ લલનાં પરણ્યાજ પહેલો વિલાસ, નારી નવ ધારીએ લ-
લનાં ચારયું વુથારે જાય પાછુ પેસે મુખમાં લલનાં; તેથી તે છડી
નાર રહો રૂડા સુખમાં લલનાં ૫ આડી હોય જો રાત વાતે તે ન
કીજીએ લલનાં; એક અરીહંત દેવ, તેનુ નામ લીજીએ લલના. ૬
વિધ વિધ પાળી ધર્મ કર્મ બાંધ છોડવો લલનાં; પડે જો સંકટ તો
ય, ટેક નવ સોડવો લલનાં ૭ સુક્ષ્મ બાદર જીવ ચાલો તેને જા-
ળવી લલના; દયા દીલમાં અથાગ પ્રીત રાખી પાળવી લલના. ૮
એ છે સરવમાં સાર દોસ્તી અને દાખવો લલના; મુકી દો મનનો
મોહ ઝાઝો નવ રાખવો લલના. ૯ ફીકર કરજો ફોક, વરધે વહેલા
આવશુ લલના કેછે કેવળના શામ, જાન રૂડી લાવશું લલના. ૧૦
દુહા. નેમે લખીને આપીયો, દાશીને તે જવાબ; શામા પટ લેઇ
સંચરી, એકલી આપો આપ. ૩૧ જાનને ઝડપ તે ગુકીયો, રાજુલ
કેર હાથ હુંશે લેઇને વાંચીયો. કાગળ રૂદીયા સાથ. ૩૨ વળતી વી
ચી જોઇને, રાજી કરવે મન; દાસીને કે કંથડે કીધા શાજ વચન
૩૩ દાસી કે નથી બોલીયા નકી છે એ સરત; વાંચીને લખી આ-
પીયો, કાગળ મુજને તરત ૩૪ રાજુલ વાત સુણી હવે, મ ડપ થયો
તઇયાર. રચના તે કેરી રચી, તેનો કહું વિસ્તાર, ૩૫ ॥ ઢાળ
૨૦ ॥ મી, રાગ ઓખાહરણની દેશી, મંડપ રચના રચી છે સારી
દેવ સરખા જુવે ધારી ધારી; આરસપાણની બાંધી છે કોર માહી
પાથર્યાં કાચબીલોર. ૧ હીડીતખતા અને ઝમરૂખ જોતા મહી જ-

ણુાવજ મુખ; સ્થંભ કોચીને પાલ્યાછે મણી તેથી શોભા તે સુર્ય ની બની. ૨ દુવાર કમાનો સામારે સામી, ચીત્ર જોતાંતે નહી કશી ખામી; મહી ચીતર્યા પંડીત ભણુતા, મહી નાણાવટી નાણું ગણુતા. કેક ચીતરયા દેશ નરેશ તેમાં ઠેર નહી લવલેશ મહી ચીતર્યા ઇન્દ્ર ઇન્દ્રાણી, જાણેવદસે મધુરી તેવાણી.અમહી ગાંધરવ ચીતરયાસાર. જાણે કરશે તે મુખઉચાર મહી ચીતરયા બાઝતા મલ્લ, એક ઓનું જબરૂં બળ. ૫ મી ચીતરયા હસ્તીને ઘોડા સામા સામી બણેના જોડા; ઉપર બેઠા અનામી અસ્વાર, જેતાં જણાય મહા જુજાર. મહી છબીઓ સિંહ વિકરાળ, જાળ દેશે તે ત્યાંથી ફાળ; મહી ચીતરયા પરવત પહાડ, ઝાઝા ચીતરેયા તેમાં ઝાડ ૭ સાગ સીસવ ખુખડ સારી, આસોપાલવ ચીતર્યાં ધારી; આંબે કેરીઓ લટકે ઝાઝી, જાંબુ જાંબુડે રહયાં બાઝી. ૮ તેની વનસ્પતી ભાર અઢાર; મહી પંખી તણો નહી પાર; મહી પોપટ મેનાને સુડા, બેઠા પાંજરે બોલે રૂડા મહી ચાતક ચીત ચકોર મહી કાઢયા કળાઅલ મોર;; મહી કોયલ અંબને ડાળે, જાણે બોલશે રાગ રૂપાળે; ૧૦ તેવાં ચીત્ર પંખીના સાર તેની સંખ્યા તણો નહી પાર; મહી ચીતરયા ચંદને સુર, તેથી શોભા બની ભરપુર. ૧૧ જુદી જાતના કહેવાય જેહ, ચીત્ર કઢાડયા સરવે તેહ; મહી મોતીલતાવો લેકે મહી ફુવારા ચતર બેકે ૧૨ જળહળ તે ઝગીકે જેત, જાણે ઉદે થયાજ હદયોત મહી રૂડા ભરયા છે રંગ, જોતા માંડવો થાય ઉમંગ, ૧૩ ભીંતા સોના રૂપાની રસેલી, જાણે શોભા તે સુરની મેલી; આતો ઉગરસેન અવાસ, કહે માંડવો કેવળદાસ. ૧૪

દુહા. એ રીતે અહીં માંડવો રચીયો રૂડો પેર; ધામ ધુમ ધ-

મકી રહી, ઉગ્રસેનને ઘેર. ૩૬ આનંદ ઓછવ થાય છે મંડપ કેરી માંય; લગન કે શુ નીપજે હવે કૃષ્ણને ત્યાંય; ૩૭ ।। ઢાળ ૨૧ રાતા ઘોડા રણુ પાખરીઓ, શ્વેત ધર્યો શણગાર જોને; તેજસ્વી તો દિસે તેમાં, મીનાકારી કામ જોને. ૧ માંડવાની રચના કેતાં, પામુ નહી હું પાર જોને; ઇદ્રાસનથી અદકી શોભા, બનીછે તે ઠાર જોને ૨ નીત્યે નવલા નવલી તેમાં, નટા રંગો થાય જોને; આંગણા આગળ બેસી પુરની, નારીઓ નેમને ગાય જોને. ૩ દેશો તે દેશના આવી પોકયા, જોને જવા રાજા જાને; શેનાપતી આવ્યા સાથે ડંકા દેતા ઝાઝા જોને. ૪ સગાને સંબંધી આવ્યાં, અતી એલંકાર જાછે; એ એકને આદર દઇને, કુશનજી ઉતારે જોને. ૫ ઝાઝા માને જમવા શાને, બળદેવજી બોલાવે જોને; તે દેખી ને શેહેરના સજજન, રૂદીએ રાજી થાય જોને. ૬ નર નારી તો સરખે સરખાં, મળી કરે વાતો જોને; જરૂર જઇશું જાને સરવે, મુકવી નથી વાતો જોને કોઇ કહેછે બગીએ બેશી આગળ જઇશુ જોડે જોને; કોઇ કહે છે રથમાં આપણ જઇશું જોડે જોને; કોઇ કહે છે રથમાં આપણ, ગાણા ગઇશુ કોડે જોને. ૮ કોઇકે વહુઅરો મરીઆદામાં કેછે કંથને છાને જોને; રજા આપો રાજી થઇને, મ્હારે જાવું જાને જોને. ૯ કોઈ સ[illegible] । શોભિલા તે, વદે વડી વાણુ જોને; કોઇ કેછે વરઘોડામાં, જોજો મહારી બાણુ જોને. ૧૦ કોઇ કહેછે ચારક જોડી, સઉની આગળ જઈશું જોને; કોઇ કહેછે વેહેલે બેસી, અમે ધીતો પઇડુ જાને ૧૧ એ રીત તો કેવળ કેછે, બોલે જાદવ બેલ જોને; નર નારીએ નકી કરયાં જાંને જાવા કોલ જોને. ૧૨ દુહા. સામાન સજે સાર હે થી, જઇ પોતાને ઘેર; રાજી થઇ રૂદીયા વિશે, નર

નારી તે પેર. ૩૮ કુટુંબ કબીલા સમીતને, જમાડે ઝાઝે માન; સાદ પડાવ્યો શેહેરમાં, કૃષ્ણ જોડવા જાન. ૩૯ પીઠી ચોળીનેમ ને અતિ સુગંધીદાર; નાપીક નવરાવીયા, હેમ કળસ લઇ સાર. ૪૦ શણુગારીને નેમને, કરે હવે તઇયાર; કેવળ કહેછે કોડથી, તેનો કહુ વિસ્તાર. ૪૧

। ઢાળ ૨૨ મી । મામેરાની દેશી. જાદવા વરઘોડે ચઢે, આંકણી. અંગ આભુષણો બાખી ઓપતાં, પેરી નેમનગીનજી નાથ. જા. ૧ કાં પુંચી બાજુબંધ બાધીઆ, સોના સાંકળાં શોભાવી હાથ. જા. ૨ દશે આંગળીએ વેઢને વીંટયો ભારે નંગની પેરી જડીત. જા ૩ કોટે મોતી માળાઓ મહા મુલની, પેરી ધરીને પ્રીત, જા, ૪ કાને નવ લખી કુંડળ શોભતાં, ઉપર વાળીએ ધાલીને વેળ જા ૫ માથે મુગટ તે બંધ રૂડુ મોળીયુ મુકી હીરાણાકેનુ જડેલ જા, ૬ મોતી તોરા લટકે એ મોળમાં, ઉપર શોભે કલંગી સાર. જા ૭ અંગે જરકશી જામો પેરીઓ; તેનાં તેજ તણો નહી પાર, જા. ૮ કમળા કુમકુમ ટી કર લેઇને. કર્યુંતિલક તેમને ભાલ. જા- ૯ વળી અજન કરયું કાજળ આંખમાં, તેને ટપકુ કરયું એક ગાલ. જા, ૧૦ માથે ખુંપ નાખ્યો મોતી આળનો કેડે ધાલીજ હેમ કટાર, જા ૧૧ પગે પેરી મોજડીઓ મોતી ભરી. ખભે સેલું મુસહાર; ૧૨ કરમાં શ્રી ફળ ફોફળ બાડલા, ભરી પસલી માંહિ મોહોર. જા. ૧૩ ચઢતાં ઘોડે દુદંભી ડંકા વાગીઆ, બીજાં વાજાં વાજે ઘણે ઘોર, જા ૧૪ રૂક્ષમણી અડી રામજુ દીવડો, માથે મુકયો મોતી બંધ મોતી બંધ મોડ. જા. ૧૫ બીજી બની ઠની ગત્ય ગોરીઓ કહે કેવળ ધરીને કોડ. જા. ૧૬ । ઢાળ ૨૩ મી । રાગ ઉપર પ્રમાણે. શોભા

શી કહુ તેહની આંકણી, ગાવા મળી ગોરડીઓ સઉ ગામની, સજી સોળ અંગે શણગાર; શોભા શી કહુ તેહની બત્રી શસ્ત્ર ગોપીઓ મહી કૃષ્ણની, તેતો એક એકથી બના સાર, શો. કઇક મોતી પરો, બ્યા વાળ વાળમાં તેમાં સીથે બરેલ સીંધુર શો. સઉ પગે કલ્લાંને કાંબી ઘુઘરા, કઈક પેરીઆ ફુલ નેપુર. શો. ૨ હાથે ચંદન ચુડાને રૂડી ચુડીઓ તેમાં ગુજરીઓ તે વીશાળ શો, કાને લટકે ઘુલર ઝા લોળીઆ; વળી પેરી દાંભણીઓં કપાળ શો. ૩ તેમાં ઓઢણે ચોડયા કઇક ચાંદલા, કપક ટીલડીઓં કરી આડ. શો, કઈને વાળીઓ, એ-ફરતી મોતી તણી વાડયા, શો. ૪ સઉની કોટે કાળીગાંઠી, પાટીઆં, ઉપર ઝુમણે હેમનો દોર. શો. ચંચળ વસ્ત્ર પહેરયા અતિ ઓપ તાં કચને ઞાળુડે કસબની કોર. શો, ૫ કેઈક શોળાં પેહેર્યા ને કઇક સાડીઓ, કઇક ચુદડીઓ ને ચીર. શો. કેક ઘરેચોળાં બાંટ ઘણા પહેરીઆં. વાંકા અંબોડા વાળીને શીર, શો, ૬ ઘુઘરપટ પેહેરયાં કે કે ઘાઘરા, તેની ઘુઘરીઆ ઘમ ઘમ થાય. શો. એવી રીતે અલંકા-ર અતી સજી, સરવે નારીઓ નેમને ભાય. શો. ૭ છપ્પન કોટી કું-વરો જાદવ તણા, સાથે થયા, ઘોડે અસવાર, શો. બીજા બન્યા વાત નુતરમાં થકી. તે પણ તેમ સજી શણગાર શો. ૮ કડાં કંઠોઆ વે-ઢને, વીંટીઓ, તેમાં નમનું તેજ અથાગ. શો. લાલ દુસાલો શોભ ખભે ભલા, રૂડી માથે મુગટ બંધ પાગ. શો. ૯ આમી નહો પો-શાગ શણગારમાં જાણે ચઢયા દેશાધ્રરીભુપ, શો ઝ્રના વાંકડા, અને દીસે ઠાંકડા, એક એકથી અદકે તેરૂપ. શો. ૧૦ કેક બગીએ બેઠાને કપેક ચારટે, કઈક વેહેલે બેઠા ધરી વાહાલ. શો કાંઇક મેને બેઠા મુકી જા ળીઆ, કાંઇક છોરૂ બેઠા સુખ પાસ શો. ૧૧ કાંઇક

પેહેરી ઓઢીને બેઠી નારીઓ, ગાવા રથમાં તે રૂડા રંગ, શે. કાંઇક બેઠી સજ્યશે સપરામમાં, છોરૂ ધાવતા લઇને સંગશે, ૧૨ કાંઇક હુંસે બેઠા સાજન હાથીએ, ઉપર સોનેરી અંબાડીને સાજ શે, આગળ હસ્તી ઉપર નોબત ગડગડે, એનો આનંદ થાય અવીજ, શે ૧૩ બીજા ડંકા હસે ઊંટ ઘોડલે આગળ પચરંગી ફરકે નીશાન. શે. હય હાથી બળદ બહું શણગારીઆ. ઉપર નાખી ઝુલો જરીઆન શે. ૧૪ છત્રી લાખ સંઘાથે વાજાં વાગતા તેથી, ગાજી રહ્યું બધું ગામ શે. નરનારી સજજન સઉ શહેરના. જોવા મળીયા મુકી પોતે કામ. શે ૧૫ ઇંદ્ર આવ્યા જોવા ઇંદ્રાપુરથી. લેઇ ઇંદ્રાણીઓને સાથ. શે. દેવ આવ્યા વર્ધમાન બેસી વડા, જો વા વરઘોડો નેમનાથ શે. ૧૬ આથી અદકો તે ઠાઠ જામ્યો આંગણું કહેતા કહી ન સકાય ભરપુર. હવે ચાલતો થયો વરઘોડઓ, કહે કેવળદાસ જરૂરે. શે. દુહા વરઘોડો સઉ દેખીને રાજી રૂદીએ થાય; વેગે વેધાવી નેમને, ગુણલે ગરવા ગાય, ૪૨ કોઇ કહે ધન નેમજી; પરણે રાજુલ નાર કોઇ કહે રાજુલ ધન, પામી તેમ ભરથાર. ૪૩ અન્ય અન્ય એમ નેમનાં કરે, કંઇક વખાણ; કંઇક વખાણે નારને રાજેમતી પરમાણ. ૪૪ પરણ્યા બીના પાછા જસે, તોરણથી તતખેવ, નેમ તજે રાજેમતી, ગગન કહેછે દેખ. ૪૫ વરઘોડો ગયો વડેરી ફરવા વાટ; પીઠી ભરી રાજેમતી ઘડેછે કેવા ઘાટ. ૪૬ શ્રેષ્ટ સૈયર બોલાવી કહે તેનેસંગ, મન્યશુકનથાય ભુજને જમણું ફરકેઅંગ ૪૭ સારે સૈયર દોડતી. ઝટપટ તુજ આવ્યા; સમાચાર શુભસ્વાગના, વેગેવેસેરી લાવ્યા; ૪૮ શામા તે સામીમળી, વરઘોડે ને જરૂર; અગ છતીથી જોઈ ને આનંદ પામી ઉર. ૪૯ દેખીને ગઇ દોડતી. રાજુલકેરી પાસ;

વરઘોડો વર રાયનો, આવે આપ અવાસ. ૫૦ શોભા શી હું વરણ. વું. જબરી જાદવ જાન; અંશ કહું એમાં થકી, કુંવરીને ઘરને કાન ૧૧

॥ ઢાળ ૨૪ ॥ ઘોળ વરઘોડામાં આગળ હસ્તી ઓળરે વર ઘોડામાં મદઝરંત મસ્ત ડોલેરે; વરઘોડામાં કચ્છી મુલતાની ઘોડારે, વરઘોડામાં સોરઠીઆ સુભ જોડરે. ૧ વરઘોડામાં વિધ વિધ વાજાં વાગેરે. વરઘોડામાં ગાયછે રૂડે રાગેરે. ૨ વરઘોડામાં બગીયો તે શસ્ત્ર તે ચારરે. વરઘોડામાં પાલખીનો નહિ પારરે. ૪ વરઘોડામાં રથને માફા તે છે ઘણાંરે, વરઘોડાનાં મેના તણી નહિ મણારે. ૫ વરઘો ડામા વેહેલો અને ઘોડા ગાડીરે, વરઘોડામાં ચાલે ચારકો આગાડીરે. ૬ વરઘોડામાં ધજા પતાકા બહુ ડંકારે. વરઘોડામા વરાદિસે વળી વંકેરે, ૭ વરઘોડામાં જાનૈયા જાદવ ઝાઝારે, વરઘોડામાં દેશો તે દેશને રાજારે. ૮ વરઘોડામાં આભ્રણ ઓપે અનુપરે. ૯ વર-ઘોડામા જાનડીયો ગાય ઝાઝીરે, વરઘોડામાં રૂપે રૂડીને તે તાજીરે ૧૦ વરઘોડામાં જાચકો જે જે ઉચ્ચારેરે. વરઘોડામાં શુભદ્રા લુણ ઉતારેરે ૧૧ વરઘોડામાં અવલ દીપે વરરાયરે. વરઘોડાને ઉપમા સૈની અપાયરે.

દુહા. વરઘોડો વરણવતાં, પાંમુ નહિ હું પાર; સંક્ષેપે સમજો તમે એથી અતિ વિસ્તારે. ૨૫ તે સુણતાં રાજુલ કહે, સાંભળ મારી બેન; જઇને જોઇએ. વરઘોડામાં ચેન. ૨૭ એટલે સૌ સૈયર મળી, ગઇ માળીએ સાથ; કેવળ કેછે કોડથી. નિહાળ નેમીનાથ ૨૭ ॥ પરનારીની પ્રીત ભવોભવ છંડએલના એ દેશી. જુવે છે જાનની વાટ, રાજુલ બેઠી માળીએ લલન; સાહેલીઓ સઉ સાથ, ચ. ઢીછે ચટારીએ લલનાં. ૧ એમ વડેરીરે એક બોલે. રાખે મુખડે

લલનાં; એ આવી અએલાની જાન, જોને મૈયર ઢુંકડે લલનાં. ૨ ગાજી રહયું બધું ગામ, વાજા કેરા ધોંસમાં લલનાઓ ભરકે જરીનાં નીશાન, કેરા જોરમાં લલનાં ૩ ઓ આ સાજન તણે શીર, મુગટ બાંધ મોળીઆં લલનાં તે પણ તના તમામ, દીસે રંગ ચોળીઆં લલનાં;૪ ઝળકે છે શોનેરી રંગ, થે ધોરી જોડેલા લલનાં કેક ર દવ તણા તન, તન, કુદાવે કોડ ઘોડલા લલનાં ૫ ઓ આવે અશ્વ અનેક બીજા વાહનો બહુ લલનાં. ઉપર અનામી અસ્વાર. શો ભા તેની શી કહુ લલના ૬ જોને રસીલીઓ બે વચ્ચે વરરાયરેછે લલનાં; તારા મધ્યે જેમ ચંદ્ર,તેવા તે દેખાય છે લલનાં ૭ જોઇને રાજુલ નાર રાજી રૂદાએ થઇલલનાં કેવળ ધરી કોડ, પછી ઘરમાં ગઇ લલનાં, ૮ દુહા જાન આવી તે જાણીને, ઉગરસેન મહારાજ; સાકરે સસીલજ મોકલ્યુ જાનઇયાની કાજ ૫૫ વગતી વાજતેગા જતે, સમઇયાણાં જઈ ભાવે ભેટયા કૃશ્નને, ઉગરસેન તે ધાઈ ૫૬ કરજોડીને કોડથી; સઉને કરી સલામ. વરઘોડો લઇ રાયજી, ગયા પોતીકે ધામ. ૫૭ શોના મહેલ સોહામણો, હીરારત્ન જડીત; સોંપ્યો તે જઇ જાનને; જાનીવાસ ખચીત, ૫૮ ઉગરસેન તે સરવને દઇને ઝાઝાં માન; ભોજન પીરસી ભાવતાં જમાડી જુગતે જાન ૫૯ વેળાએ વળી આપીયુ, નાવણ માટે નીર; પીઠી ચોળી નેમને, સુંવાર્યું ત્યાંહિ શરીર. ૬૦ શણગારી આભરણે વરને કરયા તઇયાર; ધામ ધુમ ધમકી રહી, તેનો કહુ શો પાર. ૬૧ વીધ વીધ વાજાં વાજતાં, નાટરગ થાય; હસ્તીપર બેસી હવે, નેમ તોરણો જાય. ૬૨

॥ ઢાળ ૨૬ મી ॥ રતન શી ગુણું માંડડારે એ ડેશી નેમ નગીન ગયા તોરણેરે, રાય ઉગરસેન દરબાર હસ્તી ઉભો રાખ્યો માંડ-

વેરે, તે ઉપર વર અસ્વાર; નેમનગીન ગયા તોરણેરે, આંકણી ૧ ઉગ્રસેનને આંગણેરે, ઘણો થઇ રહ્યો ઘમકાર; સામા સાગી વાજતં વાગતાંરે એક એકથી નાદે સાર નેમ. ૨ પુખણુ પેલો મોકલ્યારે. બાજોઠ હેમનો મહોર; સળીયા અને સપુટીયુ. લઇ આવ્યા રાયના ઓર. નેમ ધુસળ મુશળ રવઇયોરે, કુમ કુમ ત્રાકને તીર; હેમ ઝારી ઓર. હાથમ રે તેમાં નિરમળ ભરીયુ નીર. નેમ. ૪ હાલતી માલતી નિકળીરે. પુખવા રાજુલ માય; કામળા કૃષ્નને કેડથીરે, એ નારીઓ ઝાઝું ગાય નેન. ૫ સામગરીએ પુખવારે, ઘેર રાજુલ બેઠી છે પાટ; પશુ પુરેલ પણે પાંજરેરે, તે કેવો ઘડે છે ઘાટ. નેમ. ૬ પશુ કહે પશુ ભાશમાંરે, આજ આવીઓ આપણો કાળ; એમ ત્રણેએ જાણીયુંરે, તેણી પદી તમામને ફાળ. નેમ. મહી એક પશુડી પ્રસવેલીરે, તજી બચ્ચાં પુરી ત્યાંય; ઉઠે બેસેને થાય બાકળીરે, બહુ કુદે બાપડી માંય, નેમ, ૮ મરઘ કહે શુણ મરઘલીરે, ના થઇશ તુતો નીરાશ; દીનદયાળ છે નેમજીરે, નકી છોડાવશે રાખ આસ. નેમ. ૯ અન્યો તે અન્ય એમ ઓચરેરે, પશુ પખી જાત અપાર; નેમજીછે હસ્તી ઉપરેરે. હવે તેનો કહુ બિસ્તાર. નેમ. ૧૦ ઉતરે વર ગજ શીરથીરે પુખાવા તત્કાળ; એ સમે છોડી શુ જટેરે, બહુ બંધુકા જંજાળ. નેમ. ૧૧ ભડકયા ભડાકા તે થકીરે પશુઠાએ કરણ પોકાર; ઓચર્યા એમ સુણો નેમજીરે, તમે આજ અમારી વાર, નેમ. ૧૨ શબ્દ પડયા એ સુસરારે, કરેલ ઝાઝે જોર, નેમ પુછે નર સારથીરે, માંડવે આ શો શોર. નેમ. ૧૩ સારથી કે સુણો ભારથીરે પશુડાએ કર્યો પોકાર; પકડી પુરેલ છે પાજરેરે, કાલે કરવા કાજ અહાર નેમ. ૧૪ અત્યારે રાજુલ પરણાશેરે, એનો પ્રાણ જાશે

